શિશુ સાહિત્યમાળા પુષ્પ ૪૬ મું

# વનરાજ

[ ભાગ પહેલો ]

લેખક
ચંદ્રભાઇ કા. ભટ્ટ

પ્રકાશક
જેચંદ તલકશી એન્ડ સન્સ
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઈ

કિંમત ૦–૩–૬

આવૃત્તિ પહેલી. ∴ સને ૧૯૪૦



શિશુ સાહિત્યમાળા

સંપાદક

**વજુભાઇ દવે**

એલિસબ્રિજ : અમદાવાદ.

મુદ્રક : મનુભાઈ અમૃતલાલ શેઠ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર, છાપ્યું અને મી. એ. જે. દોશી, જેચંદ તલકશી એન્ડ સન્સ, મુંબઈ તરફથી પ્રગટ થયું.

# મસલત

'કેમ રે મહાનુભાવો ! છતાં મુખારવિંદોએ વિલા પડયા છો, છતી આંખોએ આગિયા ઉડાડો છો, છતાં શરીરોએ વિદેહીઓ લાગો છો !' બોલતો ગણપત બારોટ કલ્યાણીરાજ ભુવડના સૂબા અમરના દરબારમાં પેઠો, 'અમરરાજ મહારાજ પણ અકળાઈ પડયા છે, હું એમની આગળ આગળ જ આવું છું અને એ મારી પાછળ પાછળ જ પધારે છે, મારું હાળું એક સરેકડા સરખું છોકરું...ને મારો સાળો હડમાન હરીખડો શુરપાળ.........!' ગણપત બારોટ ખડખડ હસી પડયા, ને બેઠા.

'કાં ગણપત !' બોલતા અમરરાજ અંદર પેઠા.

'જી, બાપુ' ગણપત પહેરણનો પાલવ ખંખેરતો ઊભો થઈ ગયો, દરબારીઓએ વાંકાં વળીને માન આપ્યું, અમર બેસતો બોલ્યો, 'શી મસ્તી માંડી છે ?'

'મેં ?'

તોફાની નિશાળિયા જેવો ગણપત બારોટ પાછો હસ્યો, 'ઝાડની ડાળીએ લટકતા પારણામાં ઝૂલતા ચાવડાએ ને એના મામા શુરપાળે મસ્તી તો માંડી છે. હું તેની જ વાત કરતો તો બાપુ, કે હવે ધરણ ધ્રૂજાવતા કરણમહારથી મરણની પરવા કર્યા વિના શુરપાળને શરણ લાવવા નીકળ્યા છે તો પછી ભાર શા છે !'

'તે હવે તું જરાક શાંત થઈશ ને સાથેના ખંડમાં જઈને કવિતા બનાવવા બેસીશ. અમારે વહીવટી કામ પતાવવાનાં છે.'

'નોં બોલું કે નોં ચાલું, ને વહીવટમાં જરા જેટલો ય વચમાં નોં પડું તો !'

'તો શું ?'

'ચૂપચાપ બેઠો રહું ને કવિતા લખું'

'ભલે,' અમરે મોઢું ફેરવ્યું ને એક દરબારી તરફ ફર્યો, 'આ વરસની તમારા મહાલની વસૂલાત સોરઠીઆ ઠાકોર તરફ રવાના કરી દો અને હવેથી રકમ હપ્તે હપ્તે મોકલવી એટલે...'

'જી, હજુર' કારભારી સમજી ગયો ને વચમાં બોલ્યો.

'ઠીક ત્યારે તમે જઈ શકો છો' અમને કારભારીની પાની પર નજર ઠેરવતાં કહ્યું. કારભારી ઊભો થયો અને નમન કરી ચાલ્યો ગયો.

'બોલો હવે આપણા શા સમાચાર !' અમર પડખે બેઠેલા ધનાશા તરફ ફર્યો બીજા દરબારીએ કાન માંડતાં પાસે ખસ્યા.

'કર્ણ ગયો છે, પણ મારૂં મન...

'માનતું નથી એમને' અમર ધનાશા તરફ તાકી રહ્યો.

'હા, કારણ કે શુરપાળના બાતમીદારો સોરઠને ગુજરાત વચ્ચે ઠેર ઠેર વેરાઈ પડ્યા છે, કોઈ જાત્રાળુ થઇને, કોઇ શેઠ બનીને, કોઈ વણઝાર કાઢીને તો કોઈ ધૂણિ ધીખાવીને, એને એકે વાત અજાણુ રહેતી નથી અને મને તો ભય છે......' ધનાશાએ બીકથી જેયું.

'શું ?'

'કે આપણે બંધ બારણે મસલત કરીએ છીએ ત્યાં પણ એ શુરપાળે કોઈ બાતમીદાર...' ધનાશાએ નીચું જોઈને શંકા કરી, દરબારીઓ ચિંતાતુર બન્યા.



'અને મને કવિતા સાંપડે છે' ગણપતથી રહેવાયું નહિ, ધનાશાએ નાખેલો ઘા એણે હળવો કરવા ગાયું,

આસપાસ આકાશમાં
ને પંચાસરાની પાસમાં

ભોંયમ પેસી ભોંયરે, કરીએ જે કંઈ વાત ને
અંતરનો આભાસ પણ (જાણે) શુરપાળી જમાત.'

'ગણપત!' અમરે આંખ કાઢી.

'જી, મહારાજ, હવે બોલું તો...અપમાન પામ્યા વિના, હું જ મારી જાતને પાસેના ખંડમાં રવાના કરવાનો.'

જાણે ગણપતની ગમ્મત ગળી જતો હોય તેમ ધનાશા ચિંતાથી બોલ્યો, 'બીજું બધું પછી પણ પિરમ ને પટ્ટણ વચ્ચેના દરિયામાં હવે એને સાંખી લેવાય તેમ નથી. વેપારીઓનો વેપાર તો રાજના પાયા છે, એનો પાયા પરનો ઘા પાછો નહિ ઠેલાય તો, મને તો......બહુ માઠો દિવસ પાસે આવતો દેખાય છે, સોરઠીઆ ઠાકોરનું ભરણું ભાગે તેનો મને ભય નથી, ખલાસીઓને ઉશ્કેરે ને વેપારને વણસાવે તેનો મને ખૂબ ભય છે.'

'અને મને પણ......' ગણપતે મુખમુદ્રા ભયાકુલ કરી દીધી. 'માફ કરજો સરસ્વતી જીભ પર સરકે છે' બોલતા ગણપતથી ગાઈ દેવાયું,

*'કણીઆ કંઇ કલ્પાંત કરે છે, ઝવેરીઓ ઝૂરે દિનરાત;
દોશી વાણિયા દોટ મૂકતા, ફરે વિદેશે વસમી વાટ.

---

પહેલી પાંચ કડીઓ રૂપસુંદરી નાટક નામના રાજપિપળાવાળા સ્વ. કવિ નર્મદાશંકરના લખેલા પુસ્તકમાંથી લેવામાં આવી છે.

વણઝારા લાખી બે લાખી, ખાખી થઈ ખોળે છે રાખ;
સરાફીઓ કંઈ સાફ થયા ને, આડતીઆની ઉઠી સાખ.
સોદાગર ભારે કંઈ ભાગ્યા, વિણઘોડે વિણ જોડે જાત;
ક્યાં ભાણાની વાત કરો ભા, મામાએ મૂકયા મરજાદ.'

'અને તેથીજ' ગણપતે આગળ ગાયું.

'આસપાસ આવાસમાં, ખાસ ત્રાસને ત્રાસ;
નથી હાસ આભાસમાં, નાસાનાસ વિનાશ.'

# વનુડો

'**ક્યાં** મારો સૂર ને ક્યાં હું! અને તોય ત્યાંથી... ત્યાંથી એનો અવાજ પટ્ટણથી મારી નસેનસમાં મારા પગના નખથી માથાની શિખા સુધી નશો ચઢાવી દે છે! ક્યાં હું ને ક્યાં એ! ચાર ચાર વરસનાં જાણે ચાર વહાણાં વાઈ ગયાં ને ચાર વહાણાંમાં સાત જ સમાચાર આવ્યા છે કે મારો સૂર જીવે છે......ક્યાં હું ને ક્યાં એ......! ચાર દહાડામાં અરણી પાસે શિલગુણસૂરિ મળશે પણ ચાર વરસ સુધી ય શિલ વિના એકલી હું અનેક અરણીઓ વટાવતી, અરણીના પેટમાં અગ્નિ હોય એવા વનુડાને રાખતી અરણીથી દૂર...ઘણે દૂર આજે સોરઠનાં જંગલોમાં રખડું છું અને એના બનેવીની સોંપણને હિંચોળું છું...એક વાર બસ એક જ વાર મારા જયકેશીએ વનુડાને...વનરાજને

દીઠો હોત તો...' એના ગળામાં કંઈ ભરાઈ આવ્યું એની આંખો ટપકી પડી.

'પણ એતો મરીને જીવ્યા અને મેં......' એની આંખમાં અજવાળાં ઊમટ્યાં, એ નીચી વળી. એણે સાબરી નદીની ખાડમાં માથું નમાવ્યું ને આગળ આવેલા વાળ સંકેલ્યા. પોતાના વિચાર સાંભળવા કોઈ સંતાયું હોય એવી એને દહેશત લાગી અને એણે ચારે બાજુએ ચૂપકીથી જોઈ લીધું, 'અને હું રૂપસુંદરીની રૂપા બની, રૂપાની રૂપ થઈ પછી પેલા ભીલ રાજાએ મોકલેલી સાંઢણી પર તરતના સાંપડેલા વનુડાને દૂધ ચૂસાવતી રાત ને દહાડો નાઠી. નાસીને સંજાણા પહોંચી. સંજાણામાં અક્ષતા નામવાળી બની. ભાઈને તો એ નામ ગમેજ ને! મુલતાનમાં આવડાં આવડાં રમતાં ને ઝઘડતાં ત્યારે અક્ષી કહી કહીને એણે મને ઓછી પજવી છે! પણ એ તો પેટ પકડીને હસતો હશે. હું અક્ષતા ય ન રહી, અક્ષતાની ક્ષતા થઈ અને આ ભૂરકી તો મને છત્તા કહીને આખો વગડો ચાળા પાડીને રણકી ઊઠે એવી રાડ નાખીને બોલાવે છે પણ...એ...' પાછી એની આંખો પલળી

'મારો સૂર...મારો માનો જણ્યો ભાઇલો...દરિયા ડહોળતો પટ્ટણ ને પિરમની વચમાં સાગરના પેટાળમાંથી કોઈ મોટો મચ્છ ઘૂંઘળી ઊઠયો હોય તેમ ચાંચિયાઓનો સરદાર બનીને ભૂવડના વેપારીઓનો કાળ થઈને દોટ દે છે....' 'પાણી ઊછળતાં હશે! દરિયો ડુંગરા રચતો હશે! એનાં વહાણ પાણીની કરાડોમાં કકડભૂસ ભિંસાતાં હશે ને મોજાંની કિનારી પરથી ભટકાતાં હશે...મારા સાગર દેવતા તું ને મારા પટ્ટણના સોમનાથ....મારા એકના એક...' એનાથી આગળ ન બોલાયું. એના કાનમાં બૂમ પડી 'છત્તા... બા...છત્તા બા!' ચાર વરસનો વનુડો ખિજવાયલો દોડતો આવતો હતો. આખે શરીરે પાણીથી ટપકતા વસ્ત્ર વિનાના વનરાજને દેખતી એ બધુ ભૂલી જઈને આનંદમાં આવીને જોઈ રહી.'

'કાં, બેટા!' એ આસ્તેથી ઊભી થઈ.

'તારી ભૂરકી' એણે ચીસ પાડી.

'મારી ભૂરકી...ખરેખર ભૂરકીનો હું શો બદલો વાળીશ. મારા કરતાં ય વધારે ભૂરી ને વધારે રૂપાળી થવા માટે; મારા વનુડા જેવા જ એના

જગલાને જન્માવવા માટે અને મારી નાની બેન બનીને અને આ તોફાનીની ભૂરકીમાસી થઇને મારૂં જીવની જેમ જતન કરવા માટે...'

'તારી ભૂરકી...!' એના વિચારોને હલાવી નાખતો વનુડો એના ભીલોરી ઘાઘરાને રીસ કરીને હચમચાવતો હતો.

'નાતો, નાતો નાઠો છે બેટા !' રૂપસુંદરીએ વનરાજને એના ઘાઘરાના પાલવમાં લપેટી લઈ લૂછવા માંડયો.

'માલી...ભૂરકી' વનુડાનો અવાજ ઘાઘરાના ઘેરામાં ઘૂમરીઓ ખાઈ રહ્યો.

'લે હવે, રાખ, રાખ' રૂપસુંદરી હસી ઊઠી.

'નહીં રાખું જા' એણે ચીસ પાડી.

'પણ કહીશ તો ખરોને ભૂરકીએ શું કર્યું તે.'

'નહીં કહું' એ સિંહનું બચ્ચું કેશવાળી હલાવી નાખે તેમ ભિંજાયલા વાળમાંથી પાણીનાં છાંટા ઉછાળતો માથું ધુણાવીને બોલ્યો. એની રોષવાળી આંખોમાં જાણે રાતા દિવા સળગી ઊઠયા.



'ખિજવાયો છે ખરું ને!' રૂપસુંદરીએ એના માથા પર હાથ ફેરવતાં પૂછ્યું. વનરાજે એની દાઢીની અણિ પાંસળીમાં અથાડીને જોરથી હા પાડી.

'ભૂરકીએ ખિજવ્યોને!'

'ભૂરકી સ્તો' એણે દાઢમાંથી રાડ નાખી.

'ભૂરકી માસી કહી એને, દિકરા!' રૂપસુંદરી એને લઇને ખોળો પાથરી બેસી પડી.

'નહિ કહું' એણે માતાની છાતી પર મોઢું ટેકવ્યું, 'મને ઊંચકીને નાખ્યો.'

'ક્યાં ?'

'પારણામાં'

'ને પછી ઉંઘાડતી હશે ?' વનુડાએ ડોક હલાવી 'એ તો એવી જ છે' રૂપસુંદરીએ દિકરાનો પક્ષ લીધો.

'ને પછી નવડાવ્યો...' વનરાજે બીજી ફરિયાદ નોંધાવી.

'તું લાતો મારતો જતો હશે તોય ?'

'હું'

'આપણે એને લઢીશું' રૂપ વનુડાના ગાલ પર હાથ ફેરવતી બોલી.

'ને આંખો આંજી'

'અરે બાપરે....' વનરાજની ફરિયાદોની લંગારથી રૂપથી હસી પડાયું, ને વનુડો વકર્યો, 'હસે છે....પાછી તું ય હસે છે!' એ અપમાનનો માર્યો ઊભો થઈ ગયો, રૂપસુંદરીના હસવાનો

ખખડાટ એકદમ અટકી પડયો પણ અપમાન લગાડીને વનુડો નાઠો હતો. રૂપસુંદરીએ એને નાસતાને પકડી લીધો ને અદ્ધર ઊચકી છાતી સાથે દબાવ્યો. વકરેલા વનુડાની લાતો એના પેટ પર પડી ઊઠી.

'અને પછી છેને, પછી છેને, પછી છેને, તે એક મોટી કીકીઆરી થઈ, બાણના વરસાદ વરસ્યા, હાથીઓ ગબડતા દોડયા અને પછી...'

રૂપસુંદરીએ વકરેલા વનુડાને વશ કરવાનો છેલ્લો ઊપાય અજમાવ્યો.

'હું!' વનુડો બધું ભૂલીને માતાની આંખોમાં જોઈ રહ્યો. એના ગાલ પર ટપકેલાં બે આંસુ એને મુરખને હસી રહ્યાં.

'પછી પેલો રાજા!' એને ઘણી ગમતી એ વાત પાછી છત્તાણાએ માંડી દીધી હતી. પછી પેલા રાજા પાસે, રાણી આવી, ને રાણીનો ભાઈ આવ્યો, પ્રધાન આવ્યો, ને પ્રધાનનો પટાવત આવ્યો, લાવ આવ્યાં ને લશ્કર આવ્યાં. હાથીઓએ હોકારા કર્યા ને ઘોડા હણહણી

ઊઠયા, ગધેડાં પર માલ લદાયા ને લડવૈયા લડવા નીકળ્યા...'

'પછી મોટી લડાઇ....' વનુડાએ બંને હાથ પહોળા કરી દીધા.

'પછી મો....ટ્ટી લડાઇ! આભ જેવડી લડાઇ થઇ ને દરિયા જેવડાં લોહી રેડાયાં ને છે ને તે પછી પેલો રાજા લડયો,....એવો તો લડયો, એવો તો લડયો, એવો તો લડયો કે....'

'કે....!' વનરાજે નાક ફૂલાવી આંખો વિકાસી.

'મોટા જોદ્ધાઓને ઝાલી ઝાલીને લોહીમાં બોળતો એ એકલો....પણ પછી એ મરી ગયો, લડતાં લડતાં પડી ગયો.'

'ને... !'

'ને એની રાણી એકલી અટુલી વનમાં ગઈ. વનમાં વાઘ હતા, વરૂ હતાં, રીંછ હતાં ને સિંહ પણ હતાં'

'પછી !'

'પછી રાણીએ આંખ કાઢી....એવી તો કાઢી એવી તો કાઢી, કે બધાં ઊભી પૂંછડીએ જાય નાઠાં, જાય નાઠાં...'

'પછી !'

'પછી રાણીને દિકરો સાંપડયો, પણ એવો તોફાની ને એવો રિસાળ કે....' રાણી વનરાજને દબાવતી હસી.

'કે.... !'

'વાત વાતમાં વચકો પાડે ને ઘડી ઘડીમાં લડતો ફરે. નાતાં રિસાય ને ખાતાં રિસાય, ઊંઘતાં લડે ને આંખ અંજાવતાં લડે, લડે ને પડે અને પડે ને પાછો લડે, ને એની મા, પેલી રાણી તો કહે કે તોબા, ભાઇસાબ તારાથી તો....'

'હં મારૂં કહે છે ! ને પાછી હસે છે...એ તો હું....પેલી વાત કહેને રાજાની ને રાણીની....'

'શું કહું, વાત કંઈ એમ કહેવાય કે !'

'કેમ કહેવાય.'

'આંખો મીંચીને ઊંઘી જાય ને પછી જમીને ઊઠે ત્યારે કેવી મઝાની માંડીને વાત કહેવાય.'

'અરે તોબા, આ વનુડાથી તો, કાલથી એને નવાહુંય ની ને ઊંઘાહું ય ની....' ઝૂંપડીની લગો-

લગ આવી પહોંચેલાં વનરાજ ને રૂપ તરફ ભૂરકી ફરી વળી.

'હું નથી ઊંઘવાનો....એ નહીં...તું' વનરાજ બોલી ઊઠયો.

'કેમ હું....?'

'તું હાલોગાય, એ નહીં.'

'ભૂરકી માસીને તો હાલો આવડતો નથી ખરૂં?' વનરાજે જોરથી ડોકું હલાવ્યું ને હા પાડી.

'તો, તને ગાવાને હું નવરી નહાં, દીકરા! મારા જગલા ને ગાવાની. ભાઈ સાહેબનો કંઈ રોફ! મેં ઉંઘાડવા માંડેલો તિયારે કેહે કે હાલો આ ડાળીએ કમ! ઉપર એથી ઉપર છેક છેલ્લી ડાળી પર બાંધ....અત્યારથી આવડાં ચરિતર કરે છે તો, મોટો થાહે તિયારે તો હું નું હું કરી નાખશે જો—'

'છત્તા બા, જગલો તો કહે કે મા દારૂ પીના સૈન...નાનાં છોકરાથી કંઈ દારૂ પીવાય!' નાનકડા વનુડાએ વાત ઉડાવી 'નોં પીવાય...'

'હું કંઈ માગું છું?'

'તું તો ડાહ્યો દીકરો, તું માગે....!'

'જગલો તો ગાંડો છે ' વનરાજે ઠાવકા થઈને કહ્યું.'

'હા,'

'ને ભૂરકી માસી પણ'

'હાવે, જગલાને માછ નો રાંધી આપું તિયારે મારી હોડે, આવતો નખે ને બોલતો નખે કે મા, ભૂરકી માસી, જગલા મની આપતા નહા.'

' છત્તા બા, આપશે' વનરાજે રૂપસુંદરીના ગાલ સાથે ગાલ પંપાળ્યો.

## યાત્રાળુ

જંગલમાં જતિ આવતો હતો, અને સાબરીના કાંઠાપર ગરમ લૂથી બચવા માથાપર નાખેલું કપડું મોઢાપર ઉતારતો હતો. એને વસ્ત્રાલ જવું હતું. સાબરીને વસ્ત્રાલની વચમાં હજુ આઠ ગાઉની ઉજ્જડ ધરતી પડી હતી, બાવળની કાંટવાળાં રૂંઢાંનો પ્રદેશ હતો ને વચમાં કાદવિયાં પાણીના ખારા વહેળા હતા. એણે સંજાણા જઇને કોઈ ઝૂંપડામાં કે ઝાડની છાયામાં પાણી પીને પડી રહેવાનો વિચાર કર્યો ને સાબરીના કાંઠા પરની ઝૂંપડીઓ તરફ વળ્યો. જતિ જેમ જેમ ઝૂંપડીઓ પાસે જતો ગયો તેમ તેમ એક અવાજ એને વધારે ને વધારે ચોખ્ખો સંભળાવા લાગ્યો. એ એકાએક અટકીને સાંભળી રહ્યો, 'કોઇ ગાય છે, હાલરડું' એ મનમાં બબડયો.

'પણ આવા અવાજે ! આ બોલી ભીલોરી નથી....' પાછો એ એક પળવાર અટક્યો ને સાંભળી રહ્યો.

ઊની લૂને વિંધીને કોઈ શીતળ લહેર નીકળી નાઠી હોય તેમ ધીખતી ધરતી પર મનોહર અવાજ બપોરના સંગીત જેવો પથરાતો હતો.

'વીરા, વહેલો ઊઠી બહારવટે જાજે રે હો જી....'

'હું ! શી વાત !' જતિ આ વિચિત્ર ગીતને ચાવી રહ્યા ને પાછો અવાજ લંબાયો.

'ઊંડા ઘૂંટી ઘૂંટી પ્રાણ...
એ તું મારજે રે બાણ....
જો, જો ચકતો એંધાણ....
બાલુડા મારા પ્રાણ....

અહિંસા પરમો ધર્મનો અખંડ જાપ જપતા જતિના હોઠ સૂકાઈ ગયા. એનો જાપ અજાણતાં જંપી ગયો. 'કોઈ નવતર છે ને અહિંસાનો ઉપહાસ કરે છે ને છડેચોક બહારવટે જવાનો ઉપદેશ કરે છે !' જતિને રસ પડયો ને અવાજ પાછો લંબાયો....

જો તું પડયો છે પછાત,
જો તેં ચોરી તારી જાત
તો, તો જાણ્યો તારી વાત...
*વીરા વહેલો ઊઠી બહારવટે....

'જાજો રે હો જી' જતિથી એ ગીત સાથે અજાણતાં ગાઈ દેવાયું અને આ હિંસક સંગીતને સાથ આપવા માટે એને પાપ અડી ગયું એમ લાગ્યું અને તો પણ એ ગીતની દિશામાં ઉતાવળો ચાલી રહ્યો.

'કે ઉ બાઈ વનુડો, એતા નગ ઊંઘતો નહાં!' ઝાડની ડાળી પર વનરાજને હિંચોળતી રૂપસુંદરીને ભૂરકીએ બૂમ પાડી. 'રામલો કીયારનો'

'તો હુંયા આવી, વનુડો ઉંઘ્યો છે' બોલતી રૂપસુંદરી ઊભી થઇને ચાલવા માંડી. એની પાછળ વનુડાનું ઝાડની ડાળીએ બાંધેલું પારણું ધીમું પડતું ઝૂલી રહ્યું. રૂપસુંદરી ઝૂંપડીમાં પેઠી અને ભૂરકીના ભીલ રામલા સાથે રાખેલા ખીચડીના તાંસળા પાસે બેઠી ને ખાવા લાગી.

---

* શ્રી શ્રેયસ્સાધક વર્ગના સ્વ. આચાર્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના એક પદ્યમાંથી

'આ સાલ તો સારો પાક થવાનો ને રામલા?' રૂપસુંદરીએ ખાતાં ખાતાં કહ્યું.

'બાજરી, જુવા, ડાંગ, અને કોદારા ઈતો પાક છે કે આપ દાળદર જતો રઈ' રામલાએ બોલતાં બોલતાં એક મોટો કોળિયો ઉતારી દીધો.

'પરમેછર પાડ, બાઈ માટે તો દાનક હારી રાખની' ભૂરકીએ ભગવાનને યાદ કરતાં કહ્યું ને ઉમેર્યું, 'છત્તાબાઈ વનુડાને પેલી કડિયું આજે ગાઈ નખે.'

'કઈ કડિયો!'

'ગાઉં?'

'ગાને!'

'જો તું ચૂક્યો છે એંધાણ

'તો તો લાજી મરે તાત....' ભૂરકી બોલી ઊઠી, 'તે હેં છત્તા બોન તું તો કોઈ દી....'

'બસ બસ....' રૂપસુંદરીથી અજાણતાં ગુસ્સે થઈ જવાયું.

'લે મારી બોન, એમાં તતડી હા હારૂની ઊઠે છે! હાવે કોઈ દિ નહિ પૂછવાની.'

'તે, તને એ કી લપ!' રામલો તડૂકી ઊઠયો.

'મને મેલડીના જો હાવે પૂછું તો. મને તો થીયું જાણે વનુડાનો બાપ કોણ આહે ને કેવોક આહે!'

'થાય, થાય....હું એક દી તો કહેવાની જ' રૂપસુંદરીએ બંને તરફ મુખ મલકાવ્યું, ને બહાર કોઈનો પગરવ સાંભળતાં બોલી.

'એ કોઈ....'

'હું જોતી આવું' ભૂરકી રોટલાનું બટકું લઈ ઊભી થઈ ગઈ ને છલંગ મારી બહાર નીકળી, અને ઝૂંપડીની પાછળના ઝાડ તરફ વનુડાને જોવા ફરી. એ એક પળવાર જોઈ રહી. વનુડો રડતો નહોતો ને એના પારણા પર ઊગડો થઈને એક જતિ તલ્લીન બનીને જોઈ રહ્યો તો.

'વાહ રે મારા બાપજી! ભગવાનને ભજવા ભવ છોડયો ને હા, હાંરૂ ને કયા ભવના ભાવથી આ પારણા પર ટિંગાઈ પડયા છો!' ભૂરકી ભભડી ઊઠી.

તોય જતિએ ઊંચું જોયું નહીં ને જોયા જ કર્યું.

'જાવ છો કે અહીંથી!' ભૂરકી તડૂકી ઊઠી. 'ભૂરકી, ભૂરકી....જતિને...' ભૂરકીનો ભારે અવાજ



સાંભળી રૂપસુંદરી બહાર આવી હતી અને રામલો પણ બાજુ પર ઊભો રહ્યો હતો.

'તપ નહીં બેન....' જતિએ શાંતિથી કહ્યું, 'આ બાળકને જોતો હતો.'

'ભલે, ભલે....' રૂપસુંદરી ઝૂરકી પાસે આવી

પણ ભૂરકીનો પારો હજુ ઊતર્યો નહોતો, એ પાછી ભભૂકી ઊઠી, 'એ એવડું શા સારુ ! આવા વેહ દેખે તો પોયરો છળી નહીં ઊઠે કે....? '

'ભૂરકી !' રૂપસુંદરીએ આંખ કાઢી.

'શા સારુ કે !' જતિ આ ત્રણે જણની પાસે આવતો હસી રહ્યો, 'મેં ભેખ ધર્યો ત્યારથી આવો દીઠો ન હોતો...ચક્રવર્તિ છે.'

'પગથી માથા લગણનો છે તો ચક્કર બત્તી જ. ઈ તો ઊંઘતો છે તે છાનો રીયો છે....'

'ખાવા જા, હવે' રૂપસુંદરી ભૂરકીના ભભડાટ પર હસી પડી અને પાસે આવેલો જતિ જોઈ રહ્યો.

'તમે કોણ છો ?' જતિએ રૂપસુંદરી પર આંખ ઠારી.

'મારી બોન' ભૂરકી બોલી.

'અને તું !' જતિ હસ્યો.

'હું, ઈની બોન.'

'ના,' જતિએ પલકારો માર્યા વિના માથું હલાવ્યું.

'અને તમે !' રૂપસુંદરીથી પૂછી દેવાયું.

'હું ! હું શૈલ સૂરિ....આસપાસ હું શિલગુણ સૂરિના નામથી ઓળખાઉં છું અને આ નળ-કાંઠામાં જ વસ્રાલ નગરના અપાસરામાં રહું છું, અને 'હમણાંનો તો શોધતો ફરું છું.' જતિએ આંખો જરાક ઝીણી કરીને કહ્યું.

'ભગવાન અરિહંતનો આદેશ....'

'જરૂર આ જતિએ છત્તાને ભૂરકી નાખી' ભરકીને ચિંતા થઈ, કારણ કે એને ન સમજાય તેવા શબ્દો સૂરી બોલી રહ્યો હતો.

'શો ?' રૂપસુંદરીએ પૂછયું.

'કોઈ સર કહે કોઈ શિલ કહે પણ બન્ને એક.' જતિએ ભૂરકી તરફ એક ઉતાવળી નજર નાખી અને રૂપસુંદરી તરફ નીચું જોઈને બોલ્યો,

'અને તમે !'

'સો ऽ હમ...બધા ધરમમાં વાત તો એ એક જ કહી છે ના !'

ભૂરકી બંને તરફ જોઈ રહી, એને લાગ્યું કે છત્તા ધરમની વાત કરે છે.

'બાપજી કંઈ ખાશો!' ભૂરકીએ આ નહીં સમજાતી ધરમની વાતને બદલવા જતિને પૂછ્યું, અમારું ખપે કે!'

'અમને જતિને બધું ખપે...મને તો થયું કે તું તો લઈ ધોકલો ને મને...'

'ના, બાપજી ઈ તો....પોયરો....' ભૂરકી માફી માગી રહી.

'લે, જા, જા, પાણી, પાથરણું ને તાંસળું લઈ આવ, મહારાજ ભૂખ્યા થયા હશે.'

'ચાલી બોન'

'ને તું ય જા રામલા નહિ તો એ પાછી.' રામલો પણ બોલ્યા વિના ચાલ્યો ગયો. બંને ગયા પછી જતિ અને રૂપસુંદરી ઝીણી વાતો કરતાં ત્યાં જ બેસી પડયાં.

'એજ મુશ્કેલી છે...અમારાથી સાધુથી સ્ત્રીનો પડછાયો ન લેવાય એટલે...અને તમે સ્ત્રી...' જતિ વિચારમાં પડીને ધીરૂં બોલતો હતો.

'તમારો તો ધરમે શો ગાંડો, બાપજી, જતિએ

પણ સ્ત્રીના પેટમાંથી જ સાંપડતા હશે ને! ધરમમાં ય શા ધિક્કર ધીખતા હોય છે!'

'એટલે મને એક વાત સૂઝે છે' જતિ રૂપ-સુંદરીને સાંભળ્યા વિના માર્ગ શોધતો હતો.

'શો ?' રૂપસુંદરી તાકી રહી.

'તમે જાણે ભૃગુકચ્છ (ભરૂચ)થી આવો છો, વલ્લભશાનાં વિધવા શેઠાણી. વસ્ત્રાલમાં અપાસરાની અડોઅડ એક હવેલી છે તે આપણી જ છે તેમાં રહો...' જતિએ વાત ગોઠવી, 'અને આ લોક કેવાક છે તે ?'

'માગું ત્યારે મારે કાજે પ્રાણ પાથરે'

'તો એ બન્નેને સાથે લો, તમારી ચાકરી કરશે ને...પેલો છોકરો' જતિ ઝૂંપડી પાસે રમતા ભૂરકીના છોકરા તરફ જોઈ રહ્યો.

'એ ભૂરકીનો દિકરો છે'

'માઠો સમય આવે તો, તેને તમારી પાસે રાખી વનરાજને લઈ ભૂરકી ભાગી જશે.'

' બરાબર ' રૂપસુંદરીને વાત ગમી ગઈ.

'અને તમે અક્ષતા.'

'જી.'

'અને હું સુરજ આથમતાં નીકળી જઈશ પછી એક બે દિવસમાં જ આવી પહોંચશે, વસ્ત્રાલના અપાસરામાં એક યાત્રાળુ. ભરૂચથી વલ્લભશાને ઘેરથી તેના બે નોકર સાથે.' જતિ હોઠ દાબીને બોલેલું ફરીવાર યાદ આપી રહ્યો.

'જી.'

'જીન ભગવાનનો જય,' જતિ હોઠ ફફડાવતો ઊભો થઈ ગયો અને પાણી લઈને આવતી ભૂરકી તરફ ચાલ્યો.

# બન્ને ભેરૂબંધ

'**બા,** બા, ક્ષત્તા બા' વસ્ત્રાલના અપાસરા પાસેની એક હવેલીમાં બૂમ પાડતો એક બાર વરસનો છોકરો એની બા પાસે દોડતો આવ્યો. બા ઊંડા વિચારમાં ગરકાવ થઈ ને હિંચતી હતી.

'કાં !' બા ચમકીને ફરી.

'આજે મને કયું બેઠું ?'

'બારમું'

'ને ચાંપાને ત્યાં આજે બારમું છે, એની બાનું…ને નિશાળમાં આજે મિઠાઈ મળવાની છે, દેશમુખ આવવાના છે તે મેળાવડો થવાનો છે તે આજે જરાક જલદી…હું સ્વયંસેવક થયો છું… સ્વયંસેવકની ટુકડીનો ઉપરી' છોકરાએ બાને એક સાથે અનેક સમાચારો આપી દીધા. બાએ

નિ:સાસો નાખ્યો ને મુખ ફેરવ્યું તે છોકરાને બીલકુલ ગમ્યું નહીં. 'આજે નિશાળે નથી જવું' બા બોલી.

'કેમ?' છોકરો બાની ગંભીર સીકલ પર ચિડાતો બોલ્યો.

'આજે મામા આવવાના છે.'

'ખબર છે, સાંજે આવવાના છે, તેથી સવારથી નિશાળે શું કામ નોં જવું?'

'ભલે જજે,' બાએ વિચાર બદલી નાખ્યો ને બોલી, 'ચાંપાની બાનું આજે બારમું છે, બિચારી!'

'બિચારી! એની ખબર કાઢવા તો ગઈ નહીં ને હવે કહે છે, બિચારી, તું તો ખરી છે, બાડી!' બોલતો એ ઊઠ્યો, ને દાદર પર ડોક લંબાવી બોલ્યો 'આ આવ્યો.'

'કોણ!'

'ચાંપો, એય થયો છે.'

'સ્વયંસેવક!'

'સ્વયંસેવક તો ખરો પણ હું નેતા ને એ

ઉપનેતા...અને, એ તો વાત સાંભળવા આવ્યો છે, પરશુરામની. આજે વારો છે ના! વાતનો વારો...'

'આજે ?' બા જોઈ રહી.

'હા, આજે અને આજે જ' છોકરાએ જોરથી કહ્યું, 'અને હમણાં અને હમણાં જ...'

'લે જોર કાઢ, મા, દાંત પડી જશે' બા હસી પડી. 'પાછી કહે ને કે મામા આવવાના છે તે સવારથી જ વાત કહેવાની માંડી વાળવાની'

'ના, ના' બા હસી.

'બેસ ચાંપા, આવ,' બોલતો છોકરો ઠેકીને હિંચોળા પર ચડી બેઠો ને તેની પાછળ ચાંપો પણ ચઢયો, હવે કહે જોઉં!' બાએ વાત શરૂ કરી.

'બા, રેણુકા ને બાપા જમદગ્નિ જંગલમાં રહેતાં. રેણુકાને દિકરો હતો, સળગતા અંગારા જેવો, નામ પરશુરામ'

'કારણ કે એ નાનો હતો ત્યારે પરશુથી રમતો, મોટો સત્તર વરસનો થયો ત્યારે બાપા તપ કરે ને બા, ઘરકામ કરે ત્યારે એ બાપા પાસેથી પાઠ ભણીને જંગલમાં જતો ને લાકડાં લાવતો, ફળ



લાવતો, ફૂલ લાવતો ને ઘેર આવીને ઓટલા પર લાકડાની ભારી ધબ લઈને નાખતો ને પરશુને છાપ-રીમાં ભરવતો બૂમ પાડતો, 'બા દૂધ દે,'

'હું ય પાડું છું ને!' વનુથી બોલી દેવાયું ને બાએ એને સોડમાં દબાવ્યો.

'એક દિવસે એ આવ્યો. એણે ધોતીનો કચ્છ માર્યો હતો. ખભા પર લાકડાની પરશુ લટકાવી હતી. એના માથા પર લાકડાની ભારી હતી, એના કપાળ પરથી પરસેવાનાં ટીપાં ઊતરતાં હતાં. એણે ભારી નાખીને પરશુ ભરવી અને આંગણામાંથી ભાંભર્યો, 'માડી દૂધ દે.'

'ત્યારે સુરજ આથમી ગયો હતો, સંધ્યા પથરાતી હતી. આકાશ અંધારું હતું, ઝૂંપડી બહારના વડના ઝાડ નીચે બાપા બેઠા નહોતા, બા બોલતી નહોતી, કમાડ ખુલ્લાં નહોતા.'

'એણે કમાડ પર લાત મારી અને ખુલેલાં કમાડમાં વિજળીએ ઝબકારો કર્યો. એણે ઝબકારામાં જોયું. લાલ જટાવાળું બાપાનું માથું દૂર પડયું હતું. બાપાનું ધડ લોહીમાં તરબોળ પડયું હતું. ધડની છાતી પર ઊંધે માથે એનો મા વિખરાયલા ચોટલાવાળી પડી હતી'

'હેં!', છોકરાની હામફાટી ગઈ. ચાંપો અક્કડ થઈ ગયો.

રાજાએ એના બાપને મારી નાખ્યો હતો, એની ગાય ચોરાઈ ગઈ હતી.'

'કેમ !' બંને છોકરા સાથે બોલી ઊઠયા.

'એમ,' બાએ વાત આગળ ચલાવી.

'બા રેણુ...બા' પરશુરામે ચીસ પાડી.

'મડદું જાગતું હોય તેમ બાપાની છાતી પરથી બા બેઠી થઈ, 'તારો બાપ, બાપા' બાનો કારમો અવાજ પરશુરામના કાનને કોરી રહ્યો. બા દિકરાને ગળે વિંટાઈ ગઈ.

'કોણે!' પરશુરામથી આગળ નો઼ં બોલાયું.

'રાજા, બેટા,' બાથી આગળ નો઼ં બોલાયું.

'એક પળવાર અને પરશુરામને રોમેરોમ આગ ઊઠી. બીજી પળ અને એણે રેણુકાના હાથ છોડાવ્યા. વિજળીએ ઝબકારો કર્યો અને બાએ પરશુરામની આગ ઝરતી આંખો દીઠી, અગ્નિઝાળ જેવી ઊડતી શિખા દીઠી, ને બા પોતે બીધી.

'પરશુરામનો હાથ ઊંચકાયો. છાપરીમાંથી પરશુ (ફરસી) ઊતરડાઈ. જાણે કાળ કાંપતો હોય તેમ એના હોઠમાંથી અવાજ ઊઠયો.

'રાજા તારો કાળ...'

અને એ ઉપડયો. અને એણે છલંગ મારી. આકાશ ઘનઘોર હતું, જંગલ અંધારું હતું. ઝંઝા-

વાત વાતો હતો. વિજળી ઝબકારા મારતી હતી. એ શિલાઓ ઠેકતો ચાલ્યો, એ ફાળ ભરતો દોડયો.

'એ, જાય...પેલો જાય,' વિજળી ઝબકીને એને દેખાડી રહી. ફાળ પડેલી રેણુકા જોઈ રહી.

'બેટા પરશુરામ...દૂધ પીતો જા...'

એ દોડતા જતા પ્રચંડ પડછાયા પાછળ રેણુ-કાનો પ્રાણ પથરાતો હતો.

એ આવ્યો નહીં. અંધારામાં એ દેખાયો નહિ. ઉંબરા વચ્ચે રેણુકા બેસી પડી. એના કાનમાં પેલો અવાજ અથડાતો હતો, 'રાજા તારો કાળ...'

'હું...' બન્ને છોકરાઓએ કરચલીઓ પડેલા કપાળ પરથી પરસેવો લૂછયો.

'અને પછી!' બન્ને સાથે બોલ્યા.

'પછી કાલે કહેવાશે' બાએ વાત સમેટી, અને ઉમેર્યું 'કોઈવાર વિંધ્યાચળના ટેકરા ઓળંગતો, કોઈવાર સાતપુડાનાં જંગલોમાં ફરતો તો કોઈકવાર ગીરની ગુફાઓ ઢંઢોળતો પરશુરામ આજેય દેખાય છે એમ લોકવાયકા છે!'

'પરશુરામ આજે પણ!'

'હા'

'મને નાં દેખાય?'

'વીરને દેખાય'

'હું વીર થવાનો' છોકરો ખડે પગે થઈ ગયો.

'ને હું પણ' ચાંપો પણ ઊભો થઈ ગયો.

'હવે તમે ખાઇ લો નહીં તો નિશાળે મોડું થશે'

'ચાલ ચાંપા' વનુએ ચાંપાનો હાથ તાણ્યો ને બન્ને બા સાથે ચાલતા થયા.

નિશાળમાં માસ્તરો જાણે લપાતા ચાલતા હતા, વારે વારે પાઘડી ખસી ગઈ હોય તેમ કોઈ માથાપર હાથ લાવતો હતો, કોઈ ખેસ ખસેડતો હતો, કોઈ અદબ વાળતો હતો તો કોઈ છોડતો હતો. નિશાળ જાણે નવી થઈ હતી. સૌ જાણે ઠાવકાં બન્યાં હતાં, કારણ કે દેશમુખ આવવાના હતા.

સ્વયંસેવકો હારદોર ઊભા હતા. સ્વયંસેવકોનો નેતા પરશુરામના વિચાર કરતો મગરૂર ઊભો હતો. એની સાથે જ એનો એક દોસ્ત પણ હુશિયાર બનીને ઊભો હતો.

પછી સલામી થઈ અને મહેમાન આવ્યા. આંગણામાં બિછાવેલી બેઠક પર સૌ બેઠા હતા.

'એલા એઈ...' સ્વયંસેવકોના નેતા તરફ મુખ્ય મહેમાને આંગળીની ઈશારત કરી. જાણે નેતા ઘવાયો હોય તેમ તાકી રહ્યા, એનાં ભવાં સંકોચાયાં, જાણે સાંભળ્યું ન હોય તેમ એ સખતાઈથી જોઈ રહ્યો.

'એલા...એ...' પાછા મહેમાન જરાક મોટેથી બોલ્યા.

'હું એલો પણ નથી અને એઈ પણ નથી.' સ્વયંસેવકોનો બાર વરસનો નેતા ખિજવાઈને બોલ્યો, 'મારું નામ વનુ છે...' વનુને પહેલી પળે પરશુરામ સાંભર્યો ને બીજી પળે એણે સ્વયંસેવકોના નેતાનો બીલ્લો ભોંય પર પછાડ્યો ને ચાલતો થયો. એની પાછળ ચાંપો પણ ચાલી નીકળ્યો. બન્ને ભેરૂબંધોએ પૂંઠ ફેરવીને પાછું જોયું નહીં. મંડપ આખો મૂઢ બનીને જોઈ રહ્યો.

'અલ્યા, વનુડા...વનુ...અને ચાંપા...' મોટા માસ્તર બરાડતા રહી ગયા.

'વનુડા' બન્ને દૂર નીકળી ગયા પછી ચાંપો બોલ્યો. 'બા લઢશે તો! મોટા માસ્તર કાઢી મૂકશે તો...!'

'બા લઢશે તો પરશુરામને શોધવા ચાલ્યો જઈશ, માસ્તર નહીં સંઘરે તો મામા સાથે હાલ્યો જઈશ' વનુએ નક્કી કરી નાખ્યું.

'ને હું !'

'મારી સાથે તું'

'બાપા, ના પાડે તો...!'

'તો, ભાગી આવવાનું...'

બન્ને ભેરૂબંધ ઉતાવળા ઘર તરફ ચાલતા હતા.

# મામાએ વાત માંડી

વનરાજને એ વાત વારંવાર યાદ આવતી હતી, અને એને આખી દુનિયા એના માથામાં ફરતી લાગતી હતી. બાએ અત્યાર સુધી પોતાની જાત શું કામ છૂપાવી હતી તેનું એને કારણ સમજાયું હતું. પોતે ચંપક જેવો વણિક નથી પણ રજપૂત છે, નાનો સૂનો રજપૂત નથી પણ રાજા જયકેશીનો કુંવર છે, છતા બા રાણી રૂપસુંદરી છે અને સૂરમામા જય-કેશીના શુરા સરદાર, સાળા અને બાના સગા ભાઈ છે. એવી એવી અનેક વાતો એને મામા આવ્યા પછી સમ-જાઈ ગઈ હતી. એ વાતો સમજતાં પોતે ઘણો નાનો હતો અને ભૂરકી માસીના જગલા સાથે રમતો હતો ત્યારે બા જે કહેતી હતી, બા જે કરતી હતી, તે બધું એને નવી રીતે સમજાવા લાગ્યું. એક દિવસ જતિ આવેલા અને પછી પોતે વસ્ત્રાલ આવ્યો. વસ્ત્રાલમાં કેટલાંય વરસ વહ્યા પછી તે રાતે મામા વાણિયા વેશે આવ્યા એ બધું એને નવા અર્થવાળું દેખાયું.

અને ત્યારે બા અને મામા બન્ને સામ સામે બેઠા હતા કેવા ગંભીર અવાજે કહેતાં હતાં ! એના કાનમાં વસ્ત્રાલ છોડતી વેળાનો બા અને મામાનો અવાજ સંભળાયો, 'તું વનુડો નથી વનરાજ છે, રાજા જયકેશીનો દિકરો છે, તારે ગુજરાતનું રાજ પાછું મેળવવાનું છે અને માટે મામા પાસે રહીને લડાઈનું શાસ્ત્ર શિખવાનું છે.'

આજે ત્રણ વરસથી એ મામા સાથે આવ્યો ત્યારથી બાણ અને કામઠું લઈને ફરતો થઈ ગયો હતો. ગઈ કાલે પહેલીવાર એક લૂંટ કરવા ગયા ત્યારે એ મામાની સાથે ગયો હતો, રસ્તામાં માન સાંઢણી પર એ મોખરે બેઠા હતા. સૂરમામા એને સમજાવતા હતા.

" હવે પંદર વરસનો થયો વનુ !' પોતે ઘણો મોટો થઈ ગયો છે એમ મામાને સાંભળતો વનરાજ વિચારતો હતો. મામા આગળ બોલતા હતા, 'આપણે માથું મુઠમાં રાખી ફરનારા, કોઈ વાર અચાનક હું હોઉં, ન હોઉં ત્યારે તારે યાદ રાખવાનું.'

'જી,' વનરાજ સાંભળી રહ્યો.

'અહીંથી ઉત્તર દિશામાં દરિયાની ખાડ વટાવ્યા પછી ઉગમણા દશ ગાઉ ગયા પછી પિલુડિયોનું જંગલ આવે છે. જંગલના કિનારા પર એક ઇંદરાણું



ગામ છે. એ ગામના ગોરને ઘેર બા રહે છે.... યાદ રહ્યું ?'

'જી,' વનરાજે માથામાં આ નવી માહીતી ગોઠવી દીધી અને શાંતિથી બોલ્યો, 'મારે એક વખત ચાંપાની ભાળ કાઢવી પડશે.'

'ચંપક ?...ભાળ કાઢવા જેવો છે ખરો મને ય ઘણો ચાલાક લાગ્યો તો.'

'ને, મામા...' એ ઘણાં વખતથી પૂછવાનું મન કરીને અટકી જતો હતો.

'શું ?'

'આપણે તે રાતના વસ્ત્રાલ છોડયું ને કાકર ગયાં ત્યારે અને પછી મેં ઘણાને મોઢે બાપાજીની લડાઈની વાત સાંભળી છે અને તમે લડાઇની તો ઘણી વાતો કરી છે પણ એ એક જ વાત કદી કેમ કરી નથી ?'

'લડાઈની વાત !' મામાના હોઠ પિસાયા, 'કારણ કે એ વાત નીકળે છે ને મને કંઈ કંઈ થઈ જાય છે, જાણે હજુ હું લડાઇમાંથી જ ભાગીને સાંઢણી પર ચઢી બેઠો હોઉં એમ મને લાગ્યા કરે છે. એ લડાઈની યાદ મને ખૂબ વસમી છે.'

'પણ પહેલી લડાઈ તો તમે જ લડેલા ને !'

'હું...પણ બીજી લડાઈની યાદ પહેલી લડાઇની મારી બધી મગરૂરીને મારી નાખે છે. ત્યારે હું મારી ટુકડીઓ સાથે પંચાસરની બહાર હતો. મને ખબર થઈ કે શંકરે દેખાડેલી ગુજરાતનાં મનોહર

રૂપથી લપકારા લેતા મીર ભૂવડની ફોજ લઈને ધસ્યો આવતો હતો અને મને બીજા ખબર મળ્યા કે એણે દસાડાને લૂંટીને ત્યાં ભયંકર કતલ ચલાવી છે તથા બીજાં અઢાર ગામ બાળી મૂક્યાં છે ત્યારે મેં મારી ટુકડીઓને રાતોરાત કુચ કરવાનો હુકમ આપ્યો, ને મીરની મેમાનગીરી કરવા ઉપડયો. અમે પહોંચ્યા ત્યારે મીરની સેનામાં રાતની શરૂઆતમાં કોઈ રસોઈ કરતા હતા, કોઈ આલાપતા હતા, કોઈ આળોટતા હતા. અમે એક સાથે તૂટી પડયા. ગુર્જર સૈનિકોએ એક સામટી કાપણી ચલાવી. ચંદના માથાને વાઢીને મેં ચોટલી ઝાલી મીરને માર્યું, દ્વંદ ઘવાયલો પલાયન કરી ગયો'

'પણ પછી તરત જ બીજું વધારે ભયાનક યુદ્ધ આવ્યું. મેં આપણા મિત્રને વહારે ધાવા ચારેકોર કાસદો દોડાવ્યા અને પંચાસરનાં જુવાનોને હાકલ કરી. પણ થોડાંક જુવાનો જતિ થઈને બેઠા હતા, બીજાએ અહિંજ ઘરસંસાર માંડયો તો. જ્યારથી આપણે આંગણે શ્રાવકોનો જૈન ધરમ ઊતર્યો ત્યારથી મરી ફિટવાનો વેગ વચકાઈ ગયો ને વેપારી વૃત્તિ ફાલવા લાગી. જુવાનો પણ તરવાર છોડીને ત્રાજવા

લઈ નીચું જોખવા બેસી ગયા હતા, નહીં તો મને હામ હતી, હું સારા મુલકની જુવાનીને હાથમાં તરવાર આપીને સમરાંગણ પર ખડી કરી દેત'

'પછી!'

'પછી આપણા કરતાં અનેક ગણી મોટી એવી ભૂવડની સેના પંચાસરને ઘેરી વળી. બાવન દિવસ સુધી ભયંકર યુદ્ધ જામ્યું. પ્રણવ, તુરી, શરણાઈ, શિંગડી, ખંજરી ને ગોમુખના રણ હાહાકાર કાન ફોડી રહ્યા. મડદાંને પણ બેઠાં કરી દે એવા ભાટ ચારણોના રણનાદ ગાજી રહ્યા. જાણે મારૂ રાગનો મેહુલો તૂટી પડયો. પથરા. હળ. સાંબેલાં અને મગદાળીયાં ઊછળી ઉઠયાં. ફરશા. તોમર, ગદા, ત્રિશુળ અને તરવારો ચમકી રહી. માથાં વછૂટીને પડ્યાં, લોહીની છોળો ઊછળી. કોઈ કોઈ લાતંલાત કરતા પડતા હતા. કોઈ ચોટલી ઝાલીને ચૂંટતા હતા, કોઈ દાંતથી કરડતા હતા. કોઈ ગળું દબાવી ભીંસતા હતા ને કોઈ નખ મારીને આંખો ઊતરડી નાખતા હતા. આંતરડામાં પગ અટવાતા હતા. અંગ વછૂટયાં હતાં, જાણે જોગણીઓના દંડા ખર્યા હતા. માથાનાં તુંબ્બાં ગબડતાં હતાં, જાણે શિવની રૂંઢ-

માળ તૂટી પડી હતી. માણસ ગાંડો તૂર બનીને સમરાંગણમાં ઘોર ઘૂમતો હતો.

'બાપાજી છેલ્લા ત્રણ દિવસ ભારે ઝૂઝયા. બાવનમે દિવસે—છેલ્લા દિવસે, જેની આગલી રાતે હું રૂપાબા સાથે ચાલી નીકળ્યો તે દિવસે બપોર પછી દશ જ જણ જીવતા રહ્યા હતા, અને બાપાજી અગિયારમા હતા. અગિયારે જણે કેસરિયા કર્યાં.

'ઇતિહાસે એવો વીર નહોતો દીઠો. જયકેશીએ એકલાએ...... ' સુરપાળનો અવાજ ગૂંગળાયો.

'એણે એકલાએ ચારે બાજુ મડદાંના ઢગ ખડકવા માંડ્યા. સૈનીકો ચિચિયારી કરતા એક બીજા પર ઢળી પડવા લાગ્યા. પછી ભૂવડના સામંતોએ એની આસપાસ મંડળ રચ્યું. એના બન્ને હાથ કપાઈ ગયા પણ પગ હતા ને ! ભૂવડની છાતી પર એની લાત પડી ને ભૂવડ ભાન વિનાનો પડ્યો ને કલ્યાણીના રાજવૈદને સોંપાયો. પાછળથી ભટ ધસ્યો ને એનું અણનમ માથું ઉખેડી લેવાયું, માથા વિનાના ધડે ધસારો કર્યો ને ભટ ભોંય ભેળો થયો.

'ભૂવડ જાગ્યો ત્યારે એણે અહોભાવમાં બૂમ

પાડી, 'રંગ છે, રાજા, જ્યાં તું પડયો ત્યાં ગુર્જરેશનું સ્મારક ચણીશ'

'પછી!' વનરાજે ઊંડો શ્વાસ લીધો.

પછી ભૂવડ પંચાસરમાં પેઠો ત્યારે પંચાસરના પાદરમાં એના લડવૈયાઓને પાંચસો સ્ત્રીઓએ ભીડાવ્યા.

'કલ્યાણીમાં તો આવું નહોતું કલ્પ્યું ?' કલ્યાણીનો એ ભડવીર ભૂલો પડેલો લાગ્યો. એને સ્ત્રીઓનો સંહાર કરીને આગળ વધવું પડ્યું.

'પછી ?'

પછી પંચાસર સળગ્યું. અમે એ પ્રજળતા પાટનગરની મસાલોને અજવાળે પંથ કાપતાં હતાં. રૂપાબા જ્યારે પંચાસરને માથે જ્વાલાઓ જોતી હતી ત્યારે તું એના પેટમાં હતો એટલે એણે એના જીવનનું જતન કર્યું. આજે ય એના જીગરમાં તો એ જ જ્વાલાઓ અણબુઝાયલી પડી છે. આજે એની આંખમાં પંચાસર સળગે છે, અને હજુ આજે ય એને પંચાસરની રાખમાં તું નવો પ્રાણ પૂરશે એવી ઉમેદ છે' બોલતા મામા વનરાજના માથે હાથ ફેરવી રહ્યા.

વનરાજે કંઈ બોલ્યા વિના ભયંકર નિશ્ચય કરી લીધો. એના હોઠ મક્કમતામાં દબાયા.

# બહારવટ

'તે એલા એ ભાઈ...' વરણાગ તળાવડીની પાળ પર બાવળના ઝાડ નીચે સૂતેલા એક આદમી પાસે એણે ઊભા રહીને અવાજ કર્યો.



એ મોઢેરાનો શ્રાવક વાણિયો હતો અને સંજાણાથી ઉઘરાણી કરીને દિવસ આથમતાં પહેલાં મોઢેરા પહોંચી જવા ઉતાવળો પૂછતો હતો.

શ્રાવકે કપાળ પરથી પરસેવો લૂછ્યો અને ઝાડ નીચે ઉંઘવાનો ઢોંગ કરીને આડા થએલાએ જોરથી આંખો ચોળી અને મોઢામાં આખી દુનિયા દેખાડતો હોય તેમ મોટું બગાસું ખાતો બેઠો થયો.

'નાકની દાંડી સામે ચાલ્યા જાવ, સીધા સટાક....' પેલાએ શ્રાવકના પગની પાની પર જોઈને કહ્યું અને પછી એની નજર ચૂપકીથી પેલા ઊભેલાની કેડ સુધી અડી.

'પણ ત્યાં તો બાવળી ને આ નળકાંઠામાં.... હું રાતોરાત સાંઢણી પર આવેલો એટલે...'

'ખાતું પડાવવા ? ' પેલો હસ્યો ને પાછો ઠાવકો થઈને બોલ્યો, 'ભલુ પૂછો...કલ્યાણીના રાજમાં ધોળે દહાડે ભો શો ! બાવળીમાંથી રસ્તો ડાબો ફંટાશે...એ દેખાય તે ટેકરીની અડોઅડ...' એણે લાંબો હાથ કર્યો, 'પછી આંખ મીંચીને ચાલ્યા જજો તે...ઠેઠ...'

'શું આવશે ?' શ્રાવકે કાન માંડયાં

'ક્યાં જવું છે?' પેલાએ સામો સવાલ કર્યો.

'મોઢેરા'

'તો તે જ આવશે...મોઢેરા, આબેહૂબ મોઢેરા... મોઢેરાનો લખમણીયો ચોરો.

'ભલે ભાઈ, તમે આંહીં શું કામ કરો છો?' શ્રાવકે સવાલ પૂછયો ને બબડયો, 'વિશ્વંભર...વિશ્વંભર'

'આંહીં! આ ઝાડ નીચે!' પેલાએ આંખો નચવી અને પછી ખડખડ હસ્યો, 'પાંદડાં ગણું છું' વાણિયાથી ઉપર જોવાઈ ગયું. મોટા બાવળના ઝાડ પર એકે પાન હતું નહીં, એકલું એક ગીધડું ઊંડા વિચારમાં ગરકાવ થઈને ચૂપચાપ બેઠું હતું.

'ના ના મારા સમ, હાચો હાચ...!' શ્રાવક ડરતો હોય તેમ બોલ્યો.

'ગામમાં ઘર હતું, સીમમાં ખેતર હતું. ઘરમાં રહેઠાણ હતું ને ખેતરમાં રોટલો હતો. પણ પછી નાનાભાઈના વરઘોડામાં અને બાપના કારજમાં વાણિયો વળગ્યો તે સિત્તેરના એક સો, થયા ને સોના બસો ને પછી...જાણો છો ને કાકા જેમ થાય છે તેમ થયું ને એક દી કલ્યાણીના કાસદ કાયદો લઈને આવ્યા ને ઘર ને ખેતર બધું ગયું'

ત્યારનો અહીં...પાંદડાં ગણું છું.' બોલતો એ પાછો ખડખડ હસી પડયો ને એના માથા પરની ડાળીએથી વિચારમાં ગરકાવ થઈ ગએલું ગીધ જોરથી પાંખો ફફડાવતું ઊડી ગયું. આ બન્ને અવાજથી બીધેલો શ્રાવક કંઈ બોલ્યા વિના ચાલતો થયો.

ગજવામાંના કાગળિયાને દબાવતો અને કેડ પરના રૂપિયા ભરેલા પટ્ટાપર થોડી થોડી વારે હાથ ફેરવતો અને હાંફતો એ ઉતાવળો ચાલ્યો. એને એની પાછળ પેલો આખો બાવાળયો ચાલતો હોય તેમ લાગ્યું પણ એણે ડોક ફેરવીને પાછળ જોયું નહિ.

પણ બાવળીમાં દૂર નીકળી ગયા પછી એને દહેશત લાગી. રસ્તો તો ડાબો જ જતો હતો અને એ બીકમાંને બીકમાં ચાલ્યા જ કર્યો હતો. એ ચિંતામાં પડયો,

'સંજાણા તો ઉગમણું આવ્યું !'

'એ જ રસ્તો છે' જાણે એની ચિંતાના જવાબમાં હોય તેમ ટેકરી પાછળથી એક આદમી નીકળ્યો અને ખભાપર લટકતા કામઠાને ઠીક કરતો બોલ્યો.

'હં !—' શ્રાવક આખો ચમકી ઊઠયો. એણે એક નજર ટેકરી પાછળથી ડબકી પડેલા કામઠા-

વાળા આદમી પર નાખી અને બીજી બીધેલી નજર પીઠ પાછળની બાવળી પર નાખી.

'હા,' પાછો પેલો અવાજ બોલ્યો.

'મોઢેરા જવું છે' શ્રાવકના હોઠ ધ્રૂજયા.

'આ જ રસ્તો છે' પાછો અવાજ બોલ્યો.

'પેલો વડ દેખાય ત્યાંથી ઉગમણો વળશે... તે ઠેઠ...' બોલતા પેલા આદમીએ હાથ લંબાવ્યો અને બાવળી તરફ વળ્યો. થોડીવારે એ દેખાતો બંધ થયો અને શ્રાવકે વડને નજરમાં રાખીને જેટલી હતી એટલી બધી હિંમત પગમાં એકઠી કરીને ચાલવા માંડયું.

શ્રાવક વડ નીચેથી ચાલતો હતો ને રસ્તો ઉગમણો વળે છે કે નહીં તે જોતો હતો.

ત્યાં તો વડ પરની ડાળ નમી. વડનાં પાંદડાં હાલી ઊઠયાં ને જાણે ચાર મણનો વડનો ટેટો તૂટી પડતો હોય તેમ બરાબર એના પર એક આદમી ઊતરી પડયો. શ્રાવકની હામ ફાટી ગઈ. 'કોણ એ...' એના ડોળા ડબકી પડયા, 'કોણ પડયું...?' એણે ચીસ પાડી દીધી.

'જે ચઢયું હતું તે' શ્રાવકની સામે ઊભેલા

એક સોળ વરસનો જુવાન શાંતિથી હસતો હતો

'વનરાજ...!' શ્રાવક ઢગલો થઈને ઢળી પડયો



અને બેઠો બેઠો બીધેલો જોઈ રહ્યો. એના હોઠ ભગવાન જીનેન્દ્રના જાપ જપતા હતા અને એ બીકમાં ને બીકમાં પોતે કલ્યાણીના અમલદારો પાસે સાંભળેલી વનરાજની ભયંકર કલ્પનાઓને સામે ઊભેલા જુવાન સાથે સરખાવતો હતો.

'હું જ વનરાજ ને આ મારા સાથીદારો'

વનરાજ શ્વાસ ખેંચતા શ્રાવકને વડ નીચેની વાવ-માંથી નીકળતા સાથીદારો બતાવતો શાંત ઊભો.

'મને જીવતો...' શ્રાવક કરગરતો ઊભો થયો.

'જરૂર પણ...'

'જે કહો તે બાપજી...' શ્રાવકે હાથ જોડયા. એની કેડ પરનો પટ્ટો કકળી રહ્યો. 'અહીં નળકાંઠામાં જયશિખરીનું રાજ છે. અહીં ચાવડાની ચૉકી છે. આ વાવમાં તમને મારાં માણસ લઈ જશે ને તમને હલકા કરશે પછી ચાલ્યા જજો' બોલતા વનરાજે હુકમની રાહ જોતા સાથીદારોને ઈશારત કરી.

'કયાં !' શ્રાવક જતો બબડયો.

'જયાં જવું હોય ત્યાં.'

'મોઢેરા'

'ભલે' વનરાજ પાછો હસ્યો. 'ઝડતી લઈને એને મોઢેરાનો માર્ગ બતાવજો, હું જાઉં છું...એકલો' બોલતો એ સામે દેખાતા ડુંગરા તરફ ચાલતો થયો.

સુરજ આથમતો હતો. ટંકારીની ટેકરીઓ પર થોડી થોડી વારે મોટા હાથીઓની શિલા પાછળથી ધનુષ્ય ધારી આકાર દેખાતો હતો અને છૂપાઈ જતો હતો. એ આકારો સિવાય દૂર દૂર સુધી મનુષ્યનો

જરા સરખો સંચાર પણ જણાતો નહોતો. એ આકારો આઠ દિવસથી ત્યાં પડેલી શુરપાળની ટોળીના ચોકીદારો હતા. એ ટેકરીઓની ગોદમાં થોડાંક માણસો આરામ કરવા પડયાં હતા. અને સૌએ પોતપોતાનાં હથિયારો પડખે મૂકયાં હતાં.

કોઈ ખીચડી રાંધતા હતાં, કોઈ વાતો કરતા હતા, કોઈ ગાતા હતા, કોઈ નાચતા હતા. એક ટોળી એક નાની ટેકરીના માથાપર બેઠી બેઠી અંધારામાં પાણીના રેલાની જેમ સરતી આવતી, એક સાંઢણી તરફ જોતી આનંદના ઉલ્લાસમાં જાણે જોડકણા જોડતી હોય તેમ બોલતી હતી,

'ઊંટ ચઢેલો શિર ફરેલો
શૂર ગણેલો હોંસ ભરેલો
આવે પેલો વ્હેલો વ્હેલો '

બોલતો ટોળીમાંથી ઊભો થઈ ગયો અને બીજાએ તેના હાથના ટેકે કૂદી ઊઠતાં બબ્બે શબ્દના સંગીતને પૂરું કર્યું.

' હોય વનાનો, મામો ?
.............ભાણિયાનો,
મામો...ભાઈ....મામો '

ø